श्री द्वारिकेशो जयति

# શ્રી બાલકૃષ્ણલાલજી પુષ્ટિમાર્ગીય

## પુસ્તકાલય—અને પાઠશાળા

મહેસાણા

તરફથી

---

શ્રી મહાપ્રભુજી કૃત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સાથે

# ग्रन्थरत्नसमुच्चयः

## द्वितीयो भागः

---


અનુવાદક

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા. મહેસાણા, સોનીવાડો.

દીશાવાળગોર.



વ્યવસ્થાપક અને પ્રકાશક

ગોવિંદલાલ વ્રજભુખણદાસ. મુ. ખેડા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૮.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

સાંકડીશેરી રોડ—અમદાવાદ.


अमुल्यं पुस्तकमिदम्

श्री द्वारिकेशो जयति

# શ્રી બાલકૃષ્ણલાલજી પુષ્ટિમાર્ગીય

## પુસ્તકાલય—અને પાઠશાળા

મહેસાણા

તરફથી

શ્રી મહાપ્રભુજી કૃત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સાથે

# ग्रन्थरत्नसमुच्चयः

## द्वितीयो भागः


અનુવાદક

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા. મહેસાણા, સોનીવાડો.

હીરાવાળગોર.



વ્યવસ્થાપક અને પ્રકાશક

ગોવિંદલાલ વ્રજભુખણદાસ. મુ. ખેડા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૮.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

સાંકડીશેરી રોડ અમદાવાદ.


अमुल्यं पुस्तकमिदम्

# પ્રસ્તાવના.

આ ગ્રંથમાં શ્રી મહાપ્રભુજી કૃત શોડષ ગ્રંથો છે, કે જેનો પાઠ દરેક વૈષ્ણવોને કરવાની આચાર્યશ્રીની આજ્ઞા છે. તે ગ્રંથોમાંથી **श्री कृष्णाश्रय** અને **ग्रंथरत्न पंचकम्** એવા નામથી બે પુસ્તકો બહાર પાડવામાં છપાવેલાં છે. અને તે શોડષ ગ્રંથોમાંથી અધુરા રહેલા ગ્રંથોને **ग्रंथरत्नसमुच्चय** એ નામથી બહાર પાડવાનો હેતુ એ છે કે જે વૈષ્ણવોને શોડષ ગ્રંથોનો પાઠ કરવાનો સમય ન મલતો હોય, તેવા વૈષ્ણવો પણ પોતાના થોડા સમયમાં પણ યથેચ્છ પાઠ કરી શકે અને એ ગ્રંથોનો લાભ દરેક વૈષ્ણવો લેશે એનાથીજ હું પોતાને કૃતાર્થ થયો સમજીશ.

હીરાલાલ દુર્ગાશંકર પંડયા.

મહેસાણા—સોનીવાડો.

# श्री सिद्धान्त मुक्तावली

**नत्वा हरिं प्रवक्ष्यामि स्वसि[illegible]न्तविनिश्चितम्**
**कृष्ण सेवा सदा कार्या मानसी सा परामता॥१॥**

નત્વાહરિં પ્રવક્ષ્યામિ સ્વસિદ્ધાન્તવિનિશ્ચિતમ્
કૃષ્ણ સેવા સદા કાર્યા માનસી સા પરામતા ॥ ૧ ॥

ભાવાર્થ

શ્રીહરિ ( શ્રીકૃષ્ણને ) નમસ્કાર કરીને આપણા સિદ્ધાન્તના નિશ્ચયને કહું છું. સર્વદા શ્રીકૃષ્ણચન્દ્રની માનસી સેવા કરવી તે શ્રેષ્ઠ છે.

**चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै त[illegible]वित्तजा**
**ततः संसारदुःखस्य निवृत्ति र्ब्रह्मबोधनम् ॥ २ ॥**

ચેતસ્ત ત્પ્રવણં સેવા તત્સિદ્ધ્યૈ તનુવિત્તજા
તતઃ સંસાર દુઃખસ્ય નિવૃત્તિ ર્બ્રહ્મ બોધનમ્ ॥ ૨ ॥

ભાવાર્થ

ચિતની પ્રભુ પરાયણતા તેનું નામ સેવા અને તે સેવાની સિદ્ધિને માટે દેહથી અને દ્રવ્યથી ભગવદ્ સેવા કરવાથી સંસારના દુઃખોનો નાશ અને પરબ્રહ્મ ( શ્રીકૃષ્ણ )ના માહાત્મ્યનું જ્ઞાન થાય છે.

परंब्रह्म तु कृष्णोहि सच्चिदानंदकं बृहत्
द्विरुपं तद्धि सर्वं स्यादेकं तस्माद्विलक्षणम् ॥३॥
अपरं तत्र पूर्वस्मिन्वादिनो बहुधा जगुः
मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेतिनैकधा ॥४॥

પરં બ્રહ્મતુ કૃષ્ણોહિ સચ્ચિદાનંદકં બૃહત્
દ્વિરુપં તદ્ધિ સર્વં સ્યાદેકં તસ્માદ્વિલક્ષણમ્ ॥ ૩ ॥
અપરં તત્ર પૂર્વસ્મિન્વાદિનો બહુધા જગુઃ
માયિકં સગુણં કાર્યં સ્વતંત્રં ચેતિનૈકધા ॥ ૪ ॥

ભાવાર્થ

પરંબ્રહ્મ તો શ્રીકૃષ્ણજ છે અને અક્ષર બ્રહ્મ થોડા આનંદવાળું છે તેથી એક જગત્ સ્વરૂપ અને બીજું જગતથી જુદું એમ બે પ્રકારનું માનેલું છે. વિવાદ કરનારાઓ અક્ષર બ્રહ્મને ( જગત્‌ને ) માયાથી બનેલું, ગુણથી બનેલું, પરમાણુથી બનેલું અથવા સ્વતંત્ર એમ અનેક રિતે કહે છે. પરંતુ એક પ્રકારનું નથી.

तदैवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम्
द्विरुपं चापि गंगावत् ज्ञेयं साजलरुपिणि ॥ ५ ॥

माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा
मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुध्यताम् ॥६॥

તદ્દૈવૈતત્પ્રકારેણ ભવતીતિ શ્રુતેર્મતમ્
દ્વિરૂપં ચાપિ ગંગાવત્ જ્ઞેયં સાજલરૂપિણિ ॥ ૫ ॥
માહાત્મ્યસંયુતા નૃણાં સેવતાં ભુક્તિમુક્તિદા
મર્યાદા માર્ગ વિધિના તથા બ્રહ્માપિ બુધ્યતામ્ ॥ ૬ ॥

ભાવાર્થ

તેજ અક્ષર બ્રહ્મ જગત રૂપ છે એ પ્રમાણે વેદનો મત છે અને તેમનાં બે સ્વરૂપ પણ ગંગાની માફક આધિ ભૌતિક અને આધિ દૈવિક એમ બે પ્રકારનુ છે એમ જાણવું. જેવી રિતે ગંગાનુ એક સ્વરૂપ જળરૂપ છે અને બીજું પ્રત્યક્ષ સ્વરૂપ છે તેનું સેવન કરનારા મર્યાદા માર્ગીયોને ભોગ અને મોક્ષ આપનારૂં થાય છે તે પ્રમાણે અક્ષર બ્રહ્મ પણ (પ્રત્યક્ષ દૈવિ સ્વરૂપ) મર્યાદા માર્ગીને ભોગ અને મોક્ષ આપનારૂં થાય છે.

तत्रेव देवतामूर्ति र्भक्त्याया द्रश्यते क्वचित्
गंगायां च विशेषेण प्रवाहा भेद बुद्धये ॥७॥

તત્રૈવ દેવતા મૂર્તિ ર્ભક્ત્યાયા દ્રશ્યતે કવચિત્
ગંગાયાં ચ વિશેષેણ પ્રવાહા ભેદ બુદ્ધયે ॥ ૭ ॥

ભાવાર્થ

તે બે સ્વરૂપવાળાં ગંગાજી જે મૂર્તિ સ્વરૂપે દેખાય છે તે ભક્તિવડે ઘણું કરીને ગંગાના પ્રવાહમાં અભેદતા હોય તેવા ભકતોને પ્રત્યક્ષ દેખાય છે.

प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तथा जले
विहिता च्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते।८।

પ્રત્યક્ષા સા ન સર્વેષાં પ્રાકામ્યં સ્યાત્તથા જલે
વિહિતા ચ્ચ ફલાત્તદ્ધિ પ્રતીત્યાપિ વિશિષ્યતે ॥ ૮ ॥

ભાવાર્થ

તે સર્વેને પ્રત્યક્ષ જણાતાં નથી તથા શ્રી ગંગાજીના જળમાં ઉત્તમ કામનાથી સ્નાનાદિ થાય તો શાસ્ત્રમાં કહેલા ફળથી અને પ્રતીતીથી ( ભકતોના અંતઃકરણની ખાત્રીથી ) પણ બીજા જળ કરતાં શ્રેષ્ઠ છે.

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत्
यथा देवी तथा कृष्ण स्तत्राप्येत दिहोच्यते ।९।

યથા જલં તથા સર્વં યથા શક્તા તથા બ્રુહત્
યથા દેવી તથા કૃષ્ણ સ્તત્રાપ્યેત દિહોચ્યતે ॥ ૯ ॥

ભાવાર્થ

જેવી રીતે ગંગાજીનું જળ પ્રવાહરૂપ છે. તેમ જગત્

પણુ પ્રવાહુરૂપ છે, અને ગંગાજી પાપ નાશ કરવામાં શક્તિમાન્ છે તેમ અક્ષરબ્રહ્મ પણુ છે. જેમ ગંગા પૂજનીય છે તેમ શ્રીકૃષ્ણુ ( શ્રી પૂર્ણુ પુરૂષોતમ ) પણુ પૂજનીય છે. તેમાં પણુ આ વિશેષ છે તે આગલા શ્લોકમાં કહે છે.

**जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः**
**देवतारुपवत् प्रोक्ता ब्रह्मणीऽत्थं हरिर्मतः ॥१०॥**

જગત્તુ ત્રિવિધં પ્રોકતં બ્રહ્મ વિષ્ણુ શિવાસ્તતઃ
દેવતા રૂપવત્ પ્રોકતા બ્રહ્મણીત્થં હરિર્મતઃ ॥ ૧૦ ॥

ભાવાર્થ

જગત્ ( સત્વાદિ ગુણુને લીધે ) ત્રણુ પ્રકારનુ છે તેમાં બ્રહ્મા વિષ્ણુ શિવને દેવતારૂપ કહેલા છે અને અક્ષર બ્રહ્મમાં ( અક્ષર બ્રહ્મના દૈવી સ્વરૂપમાં ) શ્રીકૃષ્ણુજ સેવવા યોગ્ય મનાએલા છે.

**कामचारस्तु लोकेऽस्मिन् ब्रह्मादिभ्यो न चान्यथा**
**परमानंदरुपेतु कृष्णे स्वात्मनि निश्चयः ॥ ११ ॥**

કામચારસ્તુ લોકે સ્મિન્ બ્રહ્માદિભ્યો નચાન્યથા
પરમાનંદરૂપેતુ કૃષ્ણે સ્વાત્મનિ નિશ્ચયઃ ॥ ૧૧ ॥

ભાવાર્થ

આ જગતમાં લૌકિક સુખ તો બ્રહ્મા આદિથી પૂર્ણુ

થાય છે બીજી રીતે નહીં પરંતુ પરમાનંદરૂપ શ્રીકૃષ્ણચં-
દ્રનો તો આત્મામાંજ નિશ્ચય થાય છે.

अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम्
आत्मनि ब्रह्मरुपे हि छिद्राव्योम्नीव चेतनाः॥१२॥

અતસ્તુ બ્રહ્મવાદેન કૃષ્ણે બુદ્ધિ ર્વિધીયતામ્
આત્મનિ બ્રહ્મરૂપે હિ છિદ્રાવ્યોમ્નીવ ચેતના: ॥ ૧૨ ॥

ભાવાર્થ

એટલા માટે સર્વ વસ્તુ બ્રહ્મ છે એમ માની શ્રીકૃષ્ણ (શ્રી પૂર્ણ પુરૂષોત્તમ)માં બુદ્ધિને જોડી દ્યો અને બ્રહ્મરૂપ આત્મામાં આકાશમાં છિદ્રની માફક બુદ્ધિઓ રહેલી છે.

उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने
गंगातीर स्थितो यद्वत् देवतां तत्रपश्यति ॥१३॥
तथा कृष्णं परंब्रह्म स्वस्मिन् ज्ञानीप्रपश्यति

ઉપાધિ નાશે વિજ્ઞાને બ્રહ્માત્મત્વાવબોધને
ગંગાતીર સ્થિતો યદ્વત્ દેવતાં તત્ર પશ્યતિ ॥ ૧૩ ॥
તથા કૃષ્ણં પરં બ્રહ્મ સ્વસ્મિન્ જ્ઞાની પ્રપશ્યતિ

ભાવાર્થ

અજ્ઞાન નાશ પામે અને જ્ઞાન પ્રાપ્ત થાય અને જ-

ગતને બ્રહ્મરૂપ જાણે ત્યારે ગંગાના કાંઠા ઉપર ઉભેલો ભક્ત ગંગાને જુવે તે પ્રમાણે પ્રભુનો પરમ ભક્ત આત્મામાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણને જુવે છે.

संसारी यस्तु भजते सदुरस्थो यथा तथा ॥१४॥
अपेक्षित जलादीनाम भावात्तत्र दुःख भाक्

સંસારી યસ્તુ ભજતે સદુરસ્થો યથા તથા ॥ ૧૪ ॥
અપેક્ષિત જલાદી નામ ભાવાત્તત્ર દુઃખ ભાક્

ભાવાર્થ

જેમ ગંગાજીના જળથી દુર રહેલો માણુસ જળની ઇચ્છાથી દુઃખી થાય છે તેમ ઘરમાં રહેલો ભગવદ્ ભક્ત ભગવાનના દર્શન વિના દુખી થાય છે.

तस्माच्छ्री कृष्ण मार्गस्थो विमुक्तः सर्व लोकतः१५
आत्मानंद समुद्रस्थं कृष्णमेव विचिन्तयेत्

તસ્મા ચ્છ્રી કૃષ્ણ માર્ગસ્થો વિમુક્તઃ સર્વ લોકતઃ
આત્માનંદ સમુદ્રસ્થં કૃષ્ણમેવ વિચિન્તયેત્

ભાવાર્થ

એટલા માટે શ્રીકૃષ્ણના માર્ગમાં રહેલો ભક્ત અહંતા મમતારૂપ સંસારથી મુક્ત થાય છે અને પોતાના આનંદ સમુદ્રમાં બીરાજમાન શ્રીકૃષ્ણચંદ્રને ભજે છે.

# लोकार्थी चेत्भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा
# क्लिष्टो पि चेत् भजेत् कृष्णं लोको नश्यति सर्वथा

લોકાર્થીચેત્ ભજેત્ કૃષ્ણં કિલષ્ટો ભવતિ સર્વથા
કિલષ્ટો પિ ચેત્ ભજેત્ કૃષ્ણં લોકો નશ્યતિ સર્વથા

ભાવાર્થ

ભોગની ઇચ્છાથી શ્રી કૃષ્ણચંદ્ર (શ્રી પૂર્ણપુરૂષોત્તમ) ને ભજે છે તે દુઃખી થાય છે અને દુખી માણસ પણ નિ-ષ્કામપણાથી શ્રી કૃષ્ણને ભજે છે તેનો સંસાર નાશ પામે છે. અર્થાત્ જન્મ મરણમાંથી મુક્ત થાય છે.

# ज्ञानाऽभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु
# मर्यादास्थस्तु गंगायां श्रीभागवत तत्परः
# अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः

જ્ઞાનાભાવે પુષ્ટિમાર્ગી તિષ્ઠેત્ પૂજોત્સવાદિષુ ॥ ૧૭ ॥
મર્યાદાસ્થસ્તુ ગંગાયાં શ્રીભાગવત તત્પરઃ
અનુગ્રહઃ પુષ્ટિમાર્ગે નિયામક ઇતિ સ્થિતિઃ ॥ ૧૮ ॥

ભાવાર્થ

જે વૈષ્ણવને માર્ગીય જ્ઞાન ન હોય તેમણે શ્રીમદ્ ભાગ-વત્ સાંભળવામાં તત્પર રહેવું તથા ભગવાનની સેવા અને ઓછવ આદિ કરવાં તથા મર્યાદા માર્ગમાં રહેલા ભક્તોએ

પણ શ્રીમદ્ ભાગવત્ પરાયણ થઇને ગંગાજી ઉપર રહે પ- રંતુ પુષ્ટિમાર્ગમાં ભગવત્ કૃપા એજ મુખ્ય છે.

**उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फल[illegible]ति**
**[illegible]नाधिको भक्तिमार्ग एवं तस्[illegible]पितः**

ઉભયોસ્તુ ક્રમેણૈવ પૂર્વોકતૈવ ફલિષ્યતિ
જ્ઞાનાધિકો ભકિતમાર્ગ એવંતસ્માન્નિરૂપિત: ॥ ૧૯ ॥

ભાવાર્થ

જ્ઞાની અને ભક્ત એ બન્નેને પહેલાં કરેલી માનસી સેવા ફળને આપનારી થશે પરંતુ જ્ઞાનીને અક્ષરબ્રહ્મ અને ભક્તને પરબ્રહ્મ ( શ્રી પૂર્ણપુરૂષોત્તમ )ની પ્રાપ્તિ થશે એટલા માટે ભકિતમાર્ગ જ્ઞાનમાર્ગથી અધિક ગણ્યો છે એ પ્રમાણે નિરૂપણ થએલું છે.

**भक्त्यभावेतु तीरस्थो यथा दुष्टैः [illegible]:**
**अन्यथा भावमापन्नस्त[illegible] स्थानाच्चन[illegible]यति २०**

ભકત્યભાવેતુ તીરસ્થો યથા દુષ્ટૈ: સ્વકર્મભિ:
અન્યથા ભાવમાપન્નસ્તસ્માત્ સ્થાનાચ્ચ નશ્યતિ ॥૨૦॥

ભાવાર્થ

ગંગાના કિનારા ઉપર ઉભો રહેલો માણસ (ગંગાજી)

માં ભકિત ન હોવાથી પોતાના દુષ્ટ કર્મોવડે અન્ય ભાવને પામી નાશ પામે છે, તેવી રીતે પ્રભુની પાસે રહેતો હોય છતાં પ્રભુમાં ભકિત ન હોય તો પોતાનાં દુષ્ટ કર્મોને લીધે પવિત્ર સ્થાનમાંથી છુટી નીચ યોનિમાં પડે છે.

**एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम्**
**एतद् बुध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥२१॥**

એવં સ્વશાસ્ત્રસર્વસ્વં મયા ગુપ્તં નિરૂપિતમ્
એતદ્ બુધ્વા વિમુચ્યેત પુરૂષ: સર્વસંશયાત્ ॥ ૨૧ ॥

### ભાવાર્થ

એ પ્રમાણે મેં આપણા શાસ્ત્રનું સઘળું ગુપ્ત જ્ઞાન કહ્યું એ જ્ઞાનને જાણીને માણસ તમામ સંશયથી મુકાઈ જાય છે.

**समाप्तम्.**



# સેવાફલ.

# सेवाफल.

**याद्रशीसेवना प्रोक्ता तत्सिध्धौ फलमुच्यते**
**अलौकिकस्य दानेहि चाद्यः सिध्येन्मनोरथः**
**फलं वाऽधिकारोवा नकालोत्र नियामकः ॥ १ ॥**

**યાદ્રશી સેવના પ્રોક્તા તત્સિદ્ધૌ ફલ મુચ્યતે**
**અલૌકિકસ્ય દાનેહિ ચાદ્યઃ સિદ્ધયેન્મનોરથ:**
**ફલંવાઘ્ઘ ધિકારોવા નકાલો ત્રનિયામક**

**ભાવાર્થ**

જેવા પ્રકારની મેં સેવા કરી છે તે સિદ્ધ થાય ત્યારે તેનું ફળ શુ તે કહેવાય છે. જો પ્રભુ કૃપા કરીને અલૌકિક સામર્થ્યનુ દાન કરે તો પ્રથમ મનોરથ સિદ્ધ થાય અને ફળ મળવામાં અને ભગવદનુગ્રહનો કાળ નિયામક નથી પરંતુ શ્રીકૃષ્ણ (પુર્ણપુરૂષોત્તમ) પોતેજ નિયામક છે.

**उद्वेगः प्रतिबंधो वा भोगो वा स्यात्तु बाधकम्॥२॥**

**ઉદ્વેગ: પ્રતિબંધો વા ભોગો વા સ્યાત્તુ બાધકમ્**

ભાવાર્થ

ઉદાસિનતા પ્રતિબંધ (વિઘ્ન) અને (લૈકિક) ભોગની અભિલાષા એ ત્રણ સેવાના ફળમાં બાધ કરનારાં છે.

अकर्तव्यं भगवतः सर्वथा चेद्गतेर्नहि
यथावा तत्व निर्ध्धारो विवेकः साधनं मतम् ॥३॥

અકર્તવ્યં ભગવત: સર્વથા ચેદ્ગતિર્નહિ
યથા વા તત્વ નિર્દ્ધારે વિવેક: સાધનં મતમ્ ॥ ૩ ॥

ભાવાર્થ.

પ્રભુને કાર્ય કરવાની મરજી ન હોય તો કંઇ ઉપાય નથી જે પ્રમાણે (માર્ગીય) તત્વ જાણી શકાય તેવો વિવેક રાખવો એજ સાધન છે.

बाधकानां परित्यागो भोगेप्येकं तथा परम्
निष्प्रत्युहं महाभोगः प्रथमे विशते सदा ॥ ४ ॥

બાધકાનાં પરિત્યાગો ભોગેપ્યેકં તથા પરમ્
નિષ્પ્રત્યહં મહા ભોગ: પ્રથમે વિશતે સદા ॥ ૪ ॥

ભાવાર્થ.

આગળ કહેલાં (ઉદ્વેગ પ્રતિબંધ અને ભોગ) વગેરે કરવામાં બાધ કરનારાં છે તેનો ત્યાગ કરવો. તેમાં ભોગનો

( લૌકિક ભોગ ) ત્યાગ કરવો તથા બીજા લૌકિક પ્રતિ-બંધન (વિઘ્ન) નો ત્યાગ કરવો પરંતુ અલૌકિક ( ઇશ્વરકૃત) ભોગ અને પ્રતિબંધ ત્યાગ કરીશકાતો નથી તેમ નિર્વિઘ્ન ( ફલરૂપ ) ભોગ તે પ્રથમજ થાય છે.

सविघ्नोल्पो घातकः स्याद् बलादेतौ सदा मतौ
द्वितीये सर्वथा चिंता त्याज्या संसारनिश्चयात् ॥५॥

સવિઘ્નોલ્પો ઘાતક: સ્યાદ્ બલાદ્દેતૌ સદા મતૌ
દ્વિતીયે સર્વથા ચિન્તા ત્યાજ્યા સંસાર નિશ્ચયાત્ ॥ ૫ ॥

ભાવાર્થ.

લૌકિક ભોગ ( સુખ ) વિઘ્નવાળુ અને અલ્પ છે તેમજ લૌકિક સુખ અને લૌકિક પ્રતિબંધ બળથી નાશ કરી શકાય છે. અને અલૌકિક ( ઇશ્વરકૃત ) ભોગ અને પ્રતિબંધ (વિઘ્ન) ને માટે સંસારનો નિશ્ચય કરીને તેની ચિંતા ત્યાગ કરવી.

न्वाद्ये दातृता नास्ति तृतिये बाधकं गृहम्
अवश्येयं सदा भाव्या सर्वमन्यन् मनोभ्रमः ॥६॥

નન્વાદ્યે દાતૃતા નાસ્તિ તૃતિયે બાધકં ગૃહં
અવશ્યેયં સદા ભાવ્યા સર્વમન્યન્ મનોભ્રમ: ॥ ૬ ॥

### ભાવાર્થ.

પહેલા પ્રતિબંધ ( ઉદ્વેગ ) માં ભગવાનને ફળ આપવાની ઇચ્છા નથી એમ માનવુ કારણકે ચિત્તમાં ઉદ્વેગ થાય તેને લીધે ભગવત્સેવામાં વિક્ષેપ થાય અને તેમાં ચિત્ત લાગે નહીં તેથી ફળ મળે નહીં અને ત્રીજો પ્રતિબંધ ( લૌકિક ભોગ ) તે ઘરમાં રહીને ભોગવાય છે. માટે ઉદ્વેગ અને બાધકરૂપ ( ઘર ) નો ત્યાગ કરવો. ભગવત્ સેવામાં આવતા આ પ્રતિબંધો હુમેશાં વિચારવા. આ સિવાય બીજા વિચારો મનને ભમાવનારા છે, મનની ભ્રમણા છે.

**तदीयैरपि तत्कार्यं पुष्टौ नैव विलंबयेत्**
**गुणक्षोभेऽपि द्रष्टव्यम् एतदेवेति मेमतिः ॥ ७ ॥**

તદીયૈરપિ તત્કાર્યં પુષ્ટૌ નૈવ વિલંબયેત્
ગુણ ક્ષોભેપિ દ્રષ્ટવ્યં એતદ્દેવેતિમેમતિ: ॥ ૭ ॥

### ભાવાર્થ.

ભગવદીઓએ પણ ઉપર પ્રમાણે કરવું. શુદ્ધ પુષ્ટિ ભકતોએ બિલકુલ વિલંબ કરવો નહીં. ( માણસમાં રહેલા સત્વાદિ ગુણમાં ફેરફાર થાય તો પણ એજ વિચારવાનું છે.

**कुसृष्टिरत्र वा काचिदुत्पद्येत स वै भ्रमः**

કુસૃષ્ટિ રત્ર વા કાચિદુત્પદ્યેત સવૈ ભ્રમ:

ભાવાર્થ.

અહિં કોઇ પણ જાતના ( ખોટા વિચારો ) ઉત્પન્ન થાય એટલે ( ભગવત્ પ્રાપ્તિને માટે બીજાં યોગ ધ્યાન કે વ્રતાદિક સાધનોમાં મન દોરાય) તે પણ મનની ભ્રાન્તિ છે.

इति सेवाफलं समाप्तम्.

# अथ पञ्च पद्यानि.

श्रीकृष्णरस विक्षिप्त मानसा रतिवर्जित:
अनिर्वृतालोकवेदे ते मुख्याः श्रवणोत्सुकाः ॥१॥

શ્રીકૃષ્ણરસવિક્ષિપ્તમાનસા રતિ વર્જીતા:
અનિર્વૃતા લોક વેદતે મુખ્યાઃ શ્રવણોત્સુકા: ।। ૧ ।।

ભાવાર્થ.

શ્રીકૃષ્ણ (શ્રીપૂર્ણ પુરૂષોત્તમ) માં ભક્તિ રસથી રસિક મન વાળા, ભગવાન્ વિના અન્ય વસ્તુઓ ઉપર પ્રેમ વિનાના શાસ્ત્ર તથા વેદમાં સંતોષ વિનાના એવા જે ભગવત્ કથા સાંભળવામાં ઉત્કંઠા વાળા છે તે ઉત્તમ વૈષ્ણવો છે ।। ૧ ।।

विक्लिन्न मनसोयेतु भगवत्स्मृति विह्वलाः
अर्थैक निष्ठास्तेचापि मध्यमाः श्रवणोत्सुकाः ॥२॥

વિક્લિન્ન મનસોયેતુ ભગવત્ સ્મૃતિ વિહ્વલા:
અર્થૈક નિષ્ઠા સ્તેચાપિ મધ્યમા: શ્રવણોત્સુકા: ।। ૨ ।।

## ભાવાર્થ.

ભગવાનમાં આસક્ત મનવાળા અને ભગવાન્‌ના સ્મરણમાં વિહ્વળ મનવાળા અને દ્રવ્યમાં (પૈસો મેળવવામાં) નિષ્ઠાવાળા તે મધ્યમ વૈષ્ણવ છે. ॥ ૨ ॥

**निस्संदिग्धं कृष्णतत्वं सर्वभावेन ये विदुः**
**तत्वावेशात्तु विकला निरोधाद्वा न चान्यथा ॥३॥**
**पूर्ण भावेन पूर्णार्थाः कदाचिन्न ु सर्वदा**
**अन्यासक्ता स्तुये केचिदधमाः परिकीर्तित ः॥४॥**

નિઃસંદિગ્ધં કૃષ્ણતત્વં સર્વભાવેન યે વિદુઃ
તત્વાવેશાત્તુ વિકલા નિરોધાદ્વા ન ચાન્યથા ॥ ૨ ॥
પૂર્ણ ભાવેન પૂર્ણાર્થાઃ કદાચિન્નતુ સર્વદા
અન્યાસકતા સ્તુયે કેચિદધમાઃ પરિકીર્તિતાઃ ॥ ૪ ॥

## ભાવાર્થ.

જે વૈષ્ણવ સર્વ ભાવથી શુદ્ધ એવા શ્રી કૃષ્ણના તત્વને જાણે છે—અને બીજાના કહેવાથી અગર આગ્રહથી વિકળ બુદ્ધિવાળા (અન્યાશ્રઇ) અને કોઇ વખત પૂર્ણભાવથી પુર્ણ અર્થવાળા અને બીજામાં (લૌકિક પદાર્થોમાં) આસક્તીવાળા છે તેમને અધમ વૈષ્ણવો કહેલા છે. ॥ ૩ ૪ ॥

अनन्यमनसो मर्त्या उत्तमाः श्रवणादिषु
देशकाल द्रव्य कर्तृ मंत्र कर्म प्रकारतः ॥ ५ ॥

અનન્યમનસો મર્ત્યા ઉત્તમાઃ શ્રવણાદિષુ
દેશકાલ દ્રવ્ય કર્તૃ મંત્ર કર્મ પ્રકારત: ॥ ૫ ॥

ભાવાર્થ.

દેશ, કાળ, દ્રવ્ય, કર્તૃ, મંત્ર, કર્મ ઇત્યાદિ પ્રકારથી જે શ્રવણાદિ ભક્તિમાં અનન્ય મન વાળા ભગવદીઓ ઉત્તમ વૈષ્ણવો છે ॥ ૫ ॥

समाप्तोयं ग्रन्थः



# अथ अंतःकरण प्रबोध.

अंतःकरण मद्वाक्यं सावधानतया श्रृणु
कृष्णात् परं नास्तिदैवं वस्तुतो दोषवर्जितम्॥१॥

અંતઃકરણ મદ્વાક્યં સાવધાનતયા શ્રુણુ
કૃષ્ણાત્ પરં નાસ્તિદૈવં વસ્તુતો દોષ વર્જીતમ્ ॥ ૧ ॥

ભાવાર્થ.

હે અંતઃકરણ ( મન ) સ્વસ્થ થઇને મારૂં વચન

સાંભળ અને તે એજ કે શ્રીકૃષ્ણ ( શ્રીપૂર્ણ પુરૂષોત્તમ) થી બીજુ શુદ્ધ તત્વ નથી.

चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञाच मानिता
कदाचिदपमाने वा मूलतः काक्षति र्भवेत् ॥ २ ॥

ચાણ્ડાલી ચેદ્રાજપત્ની જાતા રાજ્ઞાચ્ માનિતા
કદાચિદપમાને વા મૂલતઃ કાક્ષતિ ર્ભવેત્ ॥ ૨ ॥

ભાવાર્થ.

જો ચંડાળણ રાજાની માનીતી રાણી થાય તેમજ કદાપિ તેજ ચંડાલણ મહારાણીપણાથી ભ્રષ્ટ થઇ તો તેના રાણીપણાનામાં શું ખામી પડે છે. તેવી રીતે જીવ દુષ્ટજ છે તેના ઉપર ભગવદ્ કૃપાથી ભગવાન્નો માનીતો થયો અને કદાચ ભગવાન્ની અકૃપા થવાથી બીજુ કાંઇ નુકશાન થતું નથી (જીવનું વૈષ્ણવત્વ જતું રહેતું નથી.)

समर्पणादहं पूर्व मुत्तमः किंसदास्थितः
काममाऽधमता भाव्या पश्चात्तापोयतो भवेत्॥३॥

સમર્પણાદહં પૂર્વ મુત્તમઃ કિંસદાસ્થિતઃ
કામમાઽધમતા ભાવ્યા પશ્ચાતાપોયતો ભવેત્ ॥ ૩ ॥

### ભાવાર્થ.

બ્રહ્મ સમ્બન્ધ કરવા પહેલાં શું હું ઉત્તમ હતો અને હવે મારી શું અધમ અવસ્થા થશે કે જેથી પસ્તાવો થાય ? અર્થાત્ બ્રહ્મ સમ્બન્ધ કર્યા પછી ફળમાં વિલંબ થાય તો હું અધમ છું એમ ધારવું નહીં.

**सत्य संकल्पतो विष्णु र्नान्यथातु करिष्यति**
**आज्ञैव कार्या सततं स्वामिद्रोहोऽन्यथा भवेत्॥४॥**

સત્ય સંકલ્પતો વિષ્ણુ ર્નાન્યથાતુ કરિષ્યતિ
આજ્ઞૈવ કાર્યા સતતં સ્વામિ દ્રોહોડન્યથા ભવેત્ ॥ ૪ ॥

### ભાવાર્થ.

ભગવાન્ પોતાના સત્ય સંકલ્પથી વિરૂદ્ધ કંઇ પણ કાર્ય કરશે નહીં. તેમની આજ્ઞા પ્રમાણેજ કરવું અને તેમ ન થાય તો સ્વામિ દ્રોહ કર્યો કહેવાય

**सेवकस्यतु धर्मोऽयं स्वामी स्वस्य का ष्यति**
**आज्ञा पूर्वंतु ्या जाता गंगासागरसंगमे ॥ ५ ॥**
**यापि पश्चान्मधुवने नकृतं तद् द्वयं मया**
**देहदेशपरित्याग स्तृतीयो लोकगोचरः ॥ ६ ॥**

સેવકસ્યતુ ધર્મોયં સ્વામી સ્વસ્ય કરિષ્યતિ
આજ્ઞા પૂર્વં તુ યા જાતા ગંગાસાગરસંગમે ॥ ૫ ॥
યાપિ પશ્ચાન્મધુવને નકૃતં તદ્ દ્વયં મયા
દેહદેશપરિત્યાગ સ્તૃતીયો લોકગોચરઃ ॥ ૬ ॥

ભાવાર્થ.

સેવકનો (સેવા) એજ ધર્મ સ્વામિ (પ્રભુ) પોતાના ભક્તોનાં કાર્ય કરશે. ગંગાસાગર સંગમમાં પ્રભુની પહેલી આજ્ઞા થઇ અને બીજી મથુરાજીમાં થઇ તે પ્રમાણે મેં ન કર્યું તેથી જગ પ્રસિદ્ધ એવી સન્યાસ લેવાની આજ્ઞા કરી.

पश्चत्तापः कथंतत्र सेवकोयं नचान्यथा
लौकिक प्रभुवत् कृष्णोन द्रष्ठव्यः कथंचन ॥७॥

પશ્ચાત્તાપ; કથંતત્ર સેવકોહં નચાન્યથા
લૌકિક પ્રભુવત્ કૃષ્ણો ન દ્રષ્ટવ્યઃ કથંચન ॥ ૭ ॥

ભાવાર્થ.

હું પ્રભુનો સેવકછું એટલે (સંન્યાસની આજ્ઞા થઈ) તો પશ્ચાતાપ શા માટે કરવો. કારણ કે હું પ્રભુનો સેવક છું. બીજો નથી.

શ્રીકૃષ્ણ (શ્રી પૂર્ણ પુરૂષોત્તમ) લૌકિક સ્વામિની માફક જોવા નહી.

सर्वं समर्पितं भक्त्या कृतार्थोऽसि सुखी भव

સર્વં સમર્પિતં ભક્ત્યા કૃતાર્થોઽસિ સુખીભવ

ભક્તિવડે સર્વ પ્રભુને અર્પણ કર્યું છે માટે સુખી થા.

प्रौढापि दुहिता यद्वत्स्नेहान्न प्रेष्यते वरे
तथा देहे न कर्तव्यं वरस्तुष्यति नान्यथा ॥ ८ ॥

પ્રૌઢાપિ દુહિતા યદ્વત્સ્નેહાન્ન પ્રેષ્યતે વરે
તથા દેહે ન કર્તવ્યં વરસ્તુષ્યતિ નાન્યથા ॥ ૮ ॥

ભાવાર્થ.

જેવી રીતે મોટી ઉમ્મરની થએલી કન્યાને સ્નેહને લીધે સ્વામિને ત્યાં ન મોકલે ત્યાં સુધી સ્વામિ પ્રસન્ન થતો નથી તે પ્રમાણે દેહમાં પ્રેમ રાખી પ્રભુ પાસે ન જ-જવાથી પ્રભુ પ્રસન્ન થતા નથી.

लोकवच्चेत् स्थिति र्मेस्यात् किंस्यादिति विचारय
अशक्य हरिरेवास्ति मोहं मागाः कथंचन ॥ ९ ॥

इतिश्री कृष्ण दासस्य वल्लभस्य हितंवचः
चित्तं प्रति यदा कर्ण्य भक्तो निश्चिन्ततां व्रजेत् ॥१०॥

લોક વચ્ચેત્ સ્થિતિર્મે સ્યાત્ કિંસ્યાદિતિ વિચારય
અશક્યે હરિ રેવાસ્તિ મોહં માગાઃ કથંચન ॥ ૯ ॥
ઇતિ શ્રીકૃષ્ણ દાસસ્ય વલ્લભસ્ય હિતં વચઃ
ચિત્તં પ્રતિ તદા કુર્ણ્ય ભકતો નિશ્ચિન્તતાં વ્રજેત્ ॥૧૦॥

ભાવાર્થ.

હે અંતઃકરણ લોકની માફક મારી સ્થિતિ હોય તો તેનું શું ફળ થાય તેનો વિચાર કર આજે જે (ફળ પ્રાપ્ત થવું અશક્ય છે તેમાં શ્રીહરિ (શ્રીકૃષ્ણ)નુંજ શરણ છે માટે તું મોહ પામીશ નહીં શ્રી કૃષ્ણ (શ્રી પુરૂષોત્તમ) ના દાસ શ્રી મહા પ્રભુજીનું હિતવચનો જે સાંભળે છે તે વૈષ્ણવ ચિંતા વિનાનો થાય છે)

इतिश्री महाप्रभुजी कृतोऽअंतःकरण प्रबोधः समाप्तः

इतिश्री दुर्गाशंकरात्मज हीरालाल शर्मणानुवादिकृतो

ग्रंथरत्न समुच्चयः

समाप्तः

તા. ક. આ ગ્રંથમાં કોઇ પણ જગોએ કોઇ પણ જાતનો દોષ જોવામાં આવે તો ભગવદીઓ ઉદાર વૃત્તિથી ક્ષમા આપશો.

લિ. હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા.

મહેસાણા સોનીવાડો.

# વિનંતી.

સર્વે વૈષ્ણુવ બંધુઓને વિનંતી કરવામાં આવે છે કે, શ્રી બાલકૃષ્ણુલાલજી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય પાઠશાળા સ્થાપન થએ એ વર્ષ થયું છે. તેટલી ટુંક મુદતમાં આ સંસ્થા તરફથી શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથરત્ન પંચક, નામસ્મરણુ માલિકા, એવાં લઘુ પુસ્તકો બાહાર પાડવામાં આવ્યાં છે. તેમાં કાંઇ દોષ હશેજ પણ મ્હારા વહાલ વૈષ્ણુવો એ દરગુજર કરશો. જેમના તરફથી યોગ્ય આશ્રય મળ્યો છે મળે છે અને મલશે તેવા પુષ્ટિમાર્ગીયના પ્રેમી-ધર્માભિમાન-ધર્મન આગ્રહીને ધન્યવાદ ઘટે છે. પ્રીય વૈષ્ણુવ બંધુઓ, આ સંસ્થા કોઇન ઉદર નિર્વાહ માટે નથી, પણ સ્વધર્મની વૃદ્ધિ, પ્રેમ, જ્ઞાન વિજ્ઞાનનં દિનપ્રતિદીન વૃદ્ધિ થઇ, વળી ભગવદ્ આશ્રય સિદ્ધ થઇ અંતે પરલોકનું કાર્ય સિદ્ધ થાય એજ ઉદ્દેશ છે. લઘુ પુસ્તકો બાહાર પાડવાનો ઉદ્દેશ એવો છે કે આ સંસ્થા તરફથી વગર નોછાવરે નાના છોકરા તથા નાની બાળાઆનો સંસ્કાર સુધરે અને કુમળા મનમાં તેવા સંસ્કારના બીજ રોપવાથી આગળ ઉપર તે મોટું વૃક્ષ થાય તેવા ઉદ્દેશથી તથા વૈષ્ણુવ બંધુઓ તરફથી જેમ જેમ પૈસાનો આશ્રય મળતો જશે તેમ તેમ આવા ગ્રંથો બાહાર પાડવામાં આવશે તે માટે દરેક વૈષ્ણુવ બંધુએ આ સંસ્થા ઉપર અત્યંત પ્રેમની લાગણી દર્શાવી જેનાથી બને તેટલી પ્રથમ પૈસાની તે સાથે તનમનથી મદદ કરવીજ જોઇએ એવી ખાસ વિનંતી છે. જેમ જેમ આશ્રય મલશે તેમ તેમ આ સંસ્થાનો લાભ ઘણા વૈષ્ણુવોને મળે તેવી યોજના ચાલુ છે તે ઉપર ખાસ ધ્યાન આપશો. આજ સુધી જેમણે આશ્રય આપ્યા છે તેમને ધન્યવાદ ઘટે છે.

**श्री कृष्णशरणं मम.**

ગોવિંદલાલ વ્રજભૂખણદાસ-ખેડા.